Deputy Collector,
Surat

# પાલીતાણા દરબાર સાહેબ

II / 1926 અને 7 / 6 / 1926

# જૈન. ભાઈઓ.

No 314.

## (એક મુસલમાન ધર્મગુરૂ શું કહે છે ?)

છપાવી પ્રસિદ્ધ કરનાર

સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી.

એડીટર—"ઝુલ્ફિકાર" માસિક.

મુ૦ સુરત, હરીપુરા.

(સર્વ હક સ્વાધિન.)

ઇ૦ સ૦ ૧૯૨૬ 119 પ્રત ૨૦૦૦

# પાલીતાણા દરબાર સાહેબ અને આપણા જૈન ભાઇઓ.

## પીર મોટામીયાં સાહેબ શું કહે છે?

¥૧. સુરત અને ભરૂચ વચ્ચે નવસારી પ્રાંતની હદમાં કોસંબા ઝખવાવ રેલ્વે લાઇન ઉપર આવેલા માંગરોલ કસ્બામાં એક મહાન પીર સાહેબની ધાર્મિક ગાદી છે જે ગાદી ઉપર હાલ નામદાર મહૂ-મ્મા પીર મોટામીયાં સાહેબ બિરાજમાન છે. આ પીર સાહેબ જીવ-દયાના ખાસ હિમાયતી છે અને બધે ફરીને પાંચ સાત વરસથી "ઘેર ઘેર ગાય" પાળવાનો હમેશાં બોધ કરે છે. જેથી હજારો ગાયોને અભય વચન મળી ચુક્યું છે. તેઓ બી. એ. સુધી કેળવાએલા છે અને બે લાખ જેટલા મુરીદો-સેવકો ધરાવનારી એક મોટી ગાદીના ધર્મગુરૂ છે છતાં એક ગરીબ સાધુના જેવી જીંદગી ગુજારે છે. તેઓ ઘણે ભાગે જવની કાંજી ઉપર રહે છે. અને રાત દીવસ બધાને ગાયો પાળવાનો ઉપદેશ કરે છે, અને લોકાની વગર પઇસે સેવા કરે છે. તેમની ગાદી માંગરોલમાં છે પણ તેઓ મહીનામાં એક અઠવાડીયું સુરત હરીપુરામાં, હસનજીના ટેકરા આગળ, ગુંબજવાળી મસ્જીદ પાછળના મકાનમાં ગુજારે છે. કારણકે સુરત રેલ્વેનું મથક હોવાથી તેમને બધે બોધ કરવા ફરવા જવાની ત્યાંથી સારી સવડ રહે છે.×

× આ પીર સાહેબનાં મકાનો કડી તથા વીરમગામમાં પણ છે.

તેઓ પ્રથમ પોતાના વડીલ જે માંગરોળની ગાદી ઉપર હતા તેમની હયાતીમાં સચીનના ના૦ નવાબ સાહેબની સાથે હતા અને તેમણે ત્યાં લગભગ બાર વરસ રહી હજુર આસીસ્ટંટ તથા નાયબ દીવાનો હોદો ઘણા લબા વખત સુધી ભોગવ્યો હતા. જ્યારે તેમના વડીલ સ્વર્ગવાસી થયા ત્યારે તેઓ ઇ૦ સ૦ ૧૯૧૫ માં પીર પદે આવી ગાદી ઉપર બેઠા અને પછી ઇ૦ સ૦ ૧૯૧૭ મા ફકીરી ધારણ કરી સધુ તરીકે જન સમાજની સેવામા જીવન ગાળી રહ્યા છે. તેમણે "પાલીતાણા દરબાર સાહેબ અને જૈન ભાઇઓ" એ નામનો એક લેખ અમારી તરફ લખી મોકલ્યો છે જે ઘણો ઉપયોગી હોવાથી આ એક નાના પુસ્તકના રૂપમાં બહાર પાડયો છે. પીર સાહેબ જેવા એક મુસલમાન ધર્મગુરૂ જૈન ભાઇઓના વાતને ટેકો આપવા બહાર પડે એ જૈન ભાઇઓ માટે ઘણું ખુશી થવા જેવું અને મગરૂરી લેવા જેવુ છે. પરંતુ એક ધર્મગુરૂ તેમની આટલી બધી લાગણી રાખે અને તેમને માટે દરબાર સાહેબને નેક સલાહ આપવા તત્પર થાય એ દેશના હિત માટે બેશક એક સારૂંજ ચિન્હ છે.

તા૦ ૧-૫-૧૯૨૬ | લી૦ સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી.
મુ૦ સુરત
હરીપુરા,

એડીટર—ઝુલ્ફિકાર.

# પાલીતાણા દરબાર સાહેબ
## અને
# જૈન ભાઇઓ.

## પરોપકાર એજ મોટી વસ્તુ છે.

પાલીતાણા દરબાર સાહેબ અને જૈન ભાઇઓ વચ્ચે હાલ જે વાંધે શેતરૂંજયાના ધામના યાત્રાળુઓ ઉપર લેવામાં આવતા વેરા સબંધી ઉભો થયો છે તેને માટે દરબાર સાહેબ પોતાના ઉદાર મનથી કામ લે તો તેમાં તેમની ઘણી નેકનામી છે. જ્યાં ધર્મનો સવાલ હોય છે ત્યાં લોકોની લાગણી ઘણી તિવ્ર અને નાજુક હોય છે. જૈન કોમ અહીંસાવાળી અને શાંત છે સો તેવી એક કોમને પોતાના તિર્થની જગાએ જવામાં કોઇ પણ પ્રકારની નડતર ન થાય એમાં રાજની શોભા છે. આ એક પાલીતાણા દરબાર સાહેબ અને જૈન કોમ વચ્ચે નો હકનો સવાલ છે. તેમાં બીજાને માથું મારવાનો હક ન હોઇ શકે. તોપણ જ્યાં એક તરફ ધર્મની તિવ્ર લાગણીનો ધાર્મિક સવાલ હોય અને બીજી તરફ રાજની આવક માટે પઇસાનો સંસારિક સવાલ હોય તો ધર્મવૃત્તિવાળા માણુસો ધર્મના સવાલને ટેકો આપવા તૈયાર થાય એ કુદરતી છે. દરબાર સાહેબને ખુદાએ એક આખું રાજ અને તેની સાથે સત્તા પણ આપેલી છે. જ્યારે ખુદાએ તેમની ઉપર આટલી બધી મહેરબાની કરેલી છે તો તેમણે એક રાજકર્તા તરીકે જૈન ભાઇઓની ધાર્મિક લાગણી તરફ ઉદાર વૃત્તિથી જોવામાં તેમની જાહોજલાલી આથી પણ વધારે વધે અને ખુદા તેમનાથી વધારે પ્રસન્ન થાય એ ઉઘાડું છે. માટે તેમણે રાજ-*

કર્તા તરીકેના પોતાના ઉંચા દરજ્જાનો વિચાર કરી જૈન ભાઈઓને સહત આપવામાં તેમનો મોભો ઘટવાનો નથી પણ વધવાનોજ છે.

જૈન ભાઈઓના એક મોટા તિરથંકર મહાવીર સ્વામી જે આજથી અઢી હજાર વરસ ઉપર થઈ ગયા છે તેમણે જૈન ભાઈઓને અહીંસાનો જોરથી ઉપદેશ આપ્યો ત્યારથી જૈનો અહીંસાના સિધ્ધાંતને મજબુતીથી વળગી રહ્યા છે અને બીજાઓને દુઃખ નહીં આપતાં પોતાનું કામ શાંતીથી કરવાનું ધોરણ રાખી રહયા છે. તેમની આવી શાંતવૃત્તિ જોઇને દરેકની લાગણી તેમની તરફ પહેલાના જમાનામાં પણ ખેંચાઇ છે. તેમને ધર્મના સબંધમાં રાહત થાય તેટલા માટે તેમના એક ધર્મગુરૂ હીર વીજયજીને ઇસ્લામી શહેનશાહ મહાન અકબરે પાંચ ગામ આપ્યાં હતાં. તે ગામનો પટો શહેનશાહ જહાંગીર, શહેનશાહ શાહજહાં વિગેરે એ પણ બહાલ રાખ્યો હતો એમ જૈન ભાઈઓ પોતાના દસ્તાવેજી પુરાવાઓથી કહી રહયા છે. વળી તેઓ એમ પણ આધાર પુર્વક જણાવી રહયા છે કે પાલીતાણામાં આવેલા શેતરૂંજય પર્વત ઉપરના દેહરાઓનો ભોગવટો અને વહીવટ લગભગ અઢારસો વરસોથી પોતે ધરાવી રહયા છે જે વિશે ! દાખલા તેમની પાસે મોજુદ છે. વળી તેઓ એમ પણ જણાવે છે કે ઇ. સ. ૧૮૨૦ માં કાઠીઆવાડમાં અંગ્રેજી એજન્સી સ્થપાઇ ત્યારના રિપોર્ટમાં પણ તેમનો માલકી હક કાયમ કરેલો છે. જો આ વાત વિશે શંકા હોય તો ઉંડા ઉતરીને જોવું જોઇએ કે તેઓ જે કહે છે તે ખરૂં છે કે કેમ, જો તેમનું કહેવું ખરૂંજ હોય તો પછી તે ઉપર ઉંડો વિચાર કરી તેમને રાહત કરી આપવા દરબાર સાહેબ તૈયાર થાય તો તેઓ હાલ જે વેરાની રકમ

લેવા ઇચ્છા રાખે છે તેનાથી અનેક ગણો વધારે બદલો તેમને અહીં તેમજ ખુદાના ત્યાં મળે એમ છે. તેઓ કદાચ આ વેરાથી વીસ પચીસ હજાર રૂપીઆનો ફાયદો મેળવી શકશે પણ દુનિયાના દસ બાર લાખ જેટલા જૈન ભાઇઓને પોતાનો ધર્મ પાળવામાં સરળતા કરી આપવામાં તેમને કોટી ફળ મળે એમ છે એમ તેમણે પોતાના નેક દીલથી સમજવું જોઇએ. એક રાજકર્તા તરીકે તેઓ પોતાની પરોપકારવૃત્તિથી લોકોને ધર્મનું છુટાપણું બક્ષે તો ખુદા તેમને પણ જરૂર છુટાપણું—મુકતી આપે એમાં નવાઇ જેવુ નથી. આમાં એક તરફ મુકતી—નિર્વાણનો સવાલ છે અને બીજી તરફ માયાનો સવાલ છે. તો દરબાર સાહેબ જો પોતાના નેક વલણથી ધર્મના સવાલને અગત્ય આપે તો ખુદા બેશક તેમનાથી ઘણોજ રાજી થાય એમ છે. ખુદા રાજી થાય એ કરોડો રૂપીઆની આવકથી પણ વધારે છે કારણ કે તેના ઉપરજ મુક્તી—નિર્વાણનો આધાર રહેલો છે. આવા ખીયાલથીજ કદાચ ઉદેપુરના મહારાણા સાહેબે પોતાના રાજ્યમાં આવેલા શ્રી કેશરીઆજીના મંદીરમાં હીરા માણેકની અઢી લાખ રૂપીઆની આંગી ભેટ ધરી એક રાજકર્તા તરીકે પોતાની ખરી ઉદારતા બતાવી હશે. જે શાતીપ્રીય જૈન કોમની ઇસ્લામી જેવા બાદશાહો પણ લાગણી સાચવતા આવ્યા છે તેની લાગણી જો પાલીતાણા દરબાર સાહેબ સાચવે તો તેઓ ખરું પુન્ય મેળવવા ભાગ્યશાળી થાય એમાં નવાઇ જેવું નથી. કદાચ ધારો કે પાલીતાણા દરબાર સાહેબ એ રકમ લેવાનો હક મેળવવા ફતેહમંદ થયા તોપણ તે હક તેમને લાખો જૈનોના દીલો દુઃખવાને પરિણામે મળવા પામશે જો તેમના જેવા એક ભલા રાજકર્તાના અંતઃકરણને પણ બાઝીજ પસંદ આ-

વશી. પોતે એક રાજા છે અને રાજાનાં દીલ ધર્મની બાબતમાં ઘણુંજ ઉદાર હોય છે કારણ કે રાજાને ખુદાએ સત્તા આપેલી છે એટલે સત્તા સાથે દયા પણ તેનામા હોય છે. આ દયાના ગુણ વડેજ રાજા પોતાના રાજ્યની આબાદી અને જાહોજલાલી વધારી શકે છે. કારણ કે દયાથી ખુદા ખુશ થાય છે અને તેને હમેશાં મદદ કરે છે. તુલસીદાસે પણ કહ્યું છે કે:-

દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટ મેં પ્રાણ.

દયા અને ઉદારતા એ રાજાઓનું મુખ્ય લક્ષણ છે કે દરબાર સાહેબ પોતે કેળવાએલા, સમજુ, ઉદાર અને એક ક્ષત્રી હોવાથી સારી રીતે સમજી શકે છે.

જે આમાં હા નાનો સવાલ હોય તોપણ દરબાર સાહેબ મોટા મરતબાના પુરૂષ છે એટલે તેમનું મન તો ખુદાએ મોટુંજ બનાવેલું હોવું જોઇએ. રાજ્યનો જે હક જૈન ભાઇઓ ઉપર પોસાતો હોય તે ન્યાયસર લેવાને કાંઇ વાંધો નથી પણ તે મોટું મન રાખીને નક્કી કરવો જોઇએ. જૈનો શેતરૂંજ્ય ધામમાં કાંઇ વેપાર કે ધંધો રોજગાર કરી પઇસા કમાવાના ખીયાલથી જતા નથી. જો તેઓ ત્યાં વેપાર કરી પઇસા સંબંધી નફો મેળવવા ભેગા થતા હોય તો વધારે કર તેઓ ભોગવી શકે. પણ જ્યારે તેઓ ત્યાં યાત્રાના પુન્ય માટે જાય છે તો તેઓ જેમ બને તેમ વધારે પુન્ય મેળવે અને વધારે ધર્મ તરફ આવતા થાય તેમ કરવું જોઇએ કે જેમ કરવાનો રાજાઓનો ખાસ ધર્મ અને હક છે.

હવે જો કોઇ એમ કહે કે એ રાજની ઉપજનો સવાલ છે. તો આના પણ જવાબ જો મન ઉદાર હોય તો ઘણા નીકળી શકે એમ છે. લોકોને ધર્મની સરળતા કરી આપી તેમને ધર્મ તરફ વાળવાથી અનેક પ્રકારનાં લાભ થાય છે. તેમાં પહેલો લાભ ખુદાનું રાજીપણું છે. ખુદા રાજી થાય તો જમીનની અને બીજી વધારે ઉપજ રાજને મેળવી આપવા તે સમાર્થ છે. તે ઉપરાંત લાખો જૈનો ત્યાં આવે તો હાલ લેવામાં આવે છે તે વેરા ઉપરાંત રાજના લોકોને હજારો રૂપીઆની મજુરી અને મહેનતાણું મળે જેથી તેઓ હમેશાં આબાદીમાં રહી તેમને કંગાલ બનવાનો પ્રસંગ આવે નહીં. આવી રીતે જૈન ભાઇઓ તરફના હજારો રૂપીઆ દર વરસે પાલીતાણાની ગરીબ રૈયતને મળે તો તે સુખી થાય. રૈયત સુખી તો રાજ સુખી. એટલે જૈન ભાઇઓના આ ધામથી રાજને સીધી રીતે અને અડકતરી રીતે લાખો રૂપીઆનો ફાયદો છે. આવો ફાયદો આ જૈન ભાઇઓના આ ધામને લીધેજ રાજને મળી શકે છે તો આવું એક મોટું ધામ પોતાની હદમાં હોવા માટે પાલીતાણા રાજ મગરૂરી લઇ શકે છે. તેની પાસે તમામ દુનિયાના જૈનોને પોતાની તરફ પ્રેમથી ખેંચવાનું એક ઉમદા સાધન છે. જો તે જૈન ભાઇઓને પ્રેમથી રાજી રાખે તો તેને કોઇની પણ જરૂર રહે નહીં, તેને તથા તેની રૈયતને મ્હોડે માગ્યા પઇસા મળે એટલુંજ નહીં. પણ તેના હાથપર મોટા કરોડો પતિ જૈન શેઠીઆઓ તો એક જબરો જથો આવી જાય. પ્રીતીથી જે કામ થાય છે તે જબરાઇથી થઇ શકતું નથી અને જો જબરાઇથી થાય છે તો તેમાં અસંતોષ આવ્યા વિના રહેતો નથી. અસંતોષ એજ બરબાદીનું કારણ હોય છે માટે જેમ બને તેમ લોકોને સંતોષ થાય અને પોતાનો હક પણ સચવાય તેવો રસ્તો ઉદાર દીલથી ખોળી કાઢવામાં દરબાર

સાહેબ લાખો માણસોના જીવ રાજી કરવાનું ભારે પુન્ય મેળવી શકશે જે વેરાના પાંચ પચીસ હજાર રૂપીઆ કરતા કરોડો દરજ્જે વધારે ગણાશે. વળી રાજદ્વારી નજરથી જોતાં પણ આખી દુનિયાના દસ બાર લાખ જૈન ભાઇઓને પોતાના તરફ ખેંચી લેવા એ વેરાની આવક કરતાં ઘણે દરજ્જે વધારે ફાયદાકારક છે. પાલીતાણા રાજ ભલે પોતાના હક સાચવે અને ભલે પોતાની ઉપજ વધારવા કોશીશ કરે. એમાં કાંઇ ખોટું નથી. રાજે પોતાની ઉપજનો ખીયાલ રાખવોજ જોઇએ પણ જો એ ઉપજ ધર્મના નિયમો પાળવા તૈયાર થએલા ભાઇઓના યાત્રાના વૃતમાંથી કહાડવામાં આવે તો ધર્મ અને રાજ પ્રતિષ્ઠા તેને ભાગ્યેજ કબુલ કરી શકે એવું દરબાર સાહેબ પણ એક ધાર્મિષ્ટ માણસ તરીકે સમજી શકે છે દરબાર સાહેબ આવા એક ધર્મના કામમાં ખલલ નાખે એવા માણસ હોયજ નહીં. પણ અંદર બીજા પણ કાંઇક કારણ હોય એવો ભાસ થઇ શકે છે. જૈન ભાઇઓ રાજની પ્રતિષ્ઠા સાચવવી શકે એવા છે એટલે દરબાર સાહબે જૈનોની ધાર્મિક લાગણી તરફ નેક નજરથી જોવું જોઇએ આમાં કાંઇ મોટી વાત જેવું નથી. તેમાં મોટા ભોગો કે મોટી કુરનાઓ આપવાનું નથી. માત્ર દીલના કારણ છે. દસ બાર લાખ માણસો રાજના વિરૂધ્ધ લાગણી ધરાવતા થઇ જાય એ રાજને માટે ફાયદાકારક ભાગ્યેજ ગણી શકાય. તેમ એક સત્તાધારી રાજ પોતાની પ્રતિષ્ઠા જાળવાના ખીયાલથી જૈનો ઉપર જુદી નજરથી જુવે તો જૈનોને પોતાના શાંતીવાળા ધામમાં પણ એક ચિત્તે પ્રાર્થના કરવાનો પ્રસંગ ન મળે એ વાત જૈન ભાઇઓ માટે પણ નુકશાનકારકજ ગણાય. માટે કહાપણથી આનો કાંઇ તોડ કહાડવો જોઇએ કે જેથી બીંનાનો

આંત આવે. આ કાંઇ હાલનોજ સવાલ નથી પણ હમેશના માટેનો સવાલ છે. જ્યાં સુધી જૈન કોમ આબાદ છે ત્યાં સુધી શેતરૂંજ્યાના ધામ વગર તેમને ચાલે એમ નથી. માટે હમેશનો સંબંધ જારી રહે અને રાજ તથા કોમ બંનેને હમેશની સરળતા થાય એવો માર્ગ જલદી અખત્યાર કરી લેવો જોઇએ કે તકલીફ થતી મટે.

જૈન કોમ એ પરોપકારની કદર કરનારી અને ઉપકારનો બદલો ઉપકારથી વાળનારી કોમ છે એ જે લોકો તેના સહવાસમાં આવ્યા છે તે સારી રીતે જાણે છે. ગાંધીજીના શાંતીવાળા સિધ્ધાંતને એકદમ ઉપાડી લઇ સ્વરાજના કામ માટે લાખો રૂપીઆ ભેગા કરવામાં આ કોમનીજ આગેવાની હતી અને આ કોમના ટેકાથીજ ગાંધીજી આગળ વધી શકયા હતા. હાલ પણ સારા કામ કરનાર તરફ તેમનો પ્રેમ તેટલોજ છે. જ્યારે દેશનું સંસારિક હિત કરનારાઓ માટે તેઓ આટલી બધી લાગણી રાખે છે તો પછી પોતાના ધર્મનું હિત કરનારાઓની તેઓ લાગણી રાખે એમાં નવાઇ જેવું નથી. તેઓ પરોપકારનો બદલો વાળવામાં કોઇ પણ જાતનો ભેદ ભાવ રાખતા નથી.

પાલીતાણામાં જૈન ભાઇઓના ધામ પાસે એક પીર સાહેબની જગા છે. આ પીર સાહેબે પહેલાના વખતમાં જબરૂં જોખમ ખેડી ખરા પ્રસંગે જૈન ભાઇઓને મદદ કરી હતી જે વાત ઘણા ભાઇઓ જાણે છે અને તેથીજ એ પીર સાહેબને હાલ પણ ઘણા માને છે. પાલીતાણાના પહેલાના દરબારો પણ તેમને ઘણા માનતા હતા અને આજે પણ માનતા હશે. આ પીર સાહેબ અમારાજ સંપ્રદાયના એક સાચા ફકીર-સાધુ હતા અને બધાને માટે એક સરખી લાગણી ધરાવતા હતા. તેમનામાં ભેદભાવ નહોતો. એટલે

બધાજ તેમને એક સાચા મહાત્મા ગણતા હતા. ઇસ્લામી શાહેનશા-હતની જબરી સત્તા વખતે આ પીર સાહેબે જૈનોની મદદમાં ઉભા રહેવાને પાછી પાની કરી નહોતી. આવી લાગણી જૈન ભાઇઓ માટે ઇસ્લામી પીરો અને ફકીરોએ પણ રાખેલી છે. આ પીર સાહેબની કબર ત્યાં આગળજ છે અને હજુ પણ ત્યાં જૈન ભાઇઓ તરફથી સારી તજવીજ રાખવામાં આવે છે. આ કોમ ઉપકારનો બદલો ઉપકારથી વાળનારી છે એવું તેમના એ પીર સાહેબ તરફના ભાવથી સાફ જણાઇ આવે છે. જ્યારે આટલા લાંબા વખતે પણ એ કોમ તેમનો ઉપકાર ભુલી નથી તો પછી પાલીતાણા દરબાર સાહેબ કાંઇ ઉપકાર કરે તો તે ભુલી જાય એ કેવળ અશક્ય છે. જ્યાં જ્યાં જૈન કોમના ધામો છે ત્યાં ઘણે ઠેકાણે પીરોની આવી જગાઓ છે જેથી સાફ જણાય છે કે ઇસ્લામી પીરો પણ આ કોમની સારી લાગણી રાખતા આવ્યા છે. અહીં કોમ કોમનો કાંઇ સવાલ નથી. પણ માણસ જાતની લાગણી અને પરોપકારનો સવાલ છે. દરેક કોમના માણસ સાથે પરોપકાર કરવો અને તેની ખરા વખતે મદદ કરવી એ મનુષ્યમાત્રનો ધર્મ છે. અને આ હેતુથીજ પીર-મહાત્માઓ જૈન ભાઇઓ તરફ ખેંચાયા હશે. નહી તો પોતે ફકીર હોવાથી તેમને જૈનોથી બીજી કાંઇ લાલચ નહોતી. તેમણે પોતાની ઉદાર વૃત્તિથી જૈન ભાઇઓની ખરા વખતે લાગણી રાખી તો જૈન ભાઇ-ઓ આજે પણ તેમની લાગણી રાખી રહ્યા છે.

હું એક ફકીર માણસ છું અને જૈનોને એક જીવદયાવાળી અને શાંત કોમ તરીકે પસંદ કરૂં છું. અને તેથીજ ભાઇચારાની લાગણીથી તેમને માટે આટલું કહું છું. વળી દરબાર સાહેબનો પણ હું ભલું ઇચ્છનારો છું અને એક ફકીર તરીકે તેમને માટે પણ

હમેશાં ખુદા આગળ સારી દુવા ગુજારૂં છું હું બંનેનું ભલું ચાહનારો છું. મારે બંને પાસેથી કાંઇ જોઇતું નથી ફકીરને કોઇપણ જાતની અભિલાષા હોઇ શકે નહીં. તે તો માત્ર લોકોનું કલ્યાણજ ઇચ્છે છે. મારા આ લખાણથી દરબાર સાહેબ કે જૈન ભાઇઓ ખુશી થશે એની પણ મને ઇચ્છા નથી. કારણકે એક ફકીર તરીકે હું સમજું છું કે બેમાંથી એકના હાથમાં પણ મારી મુકતી નથી. મારી મુકતી ફકત ખુદાનાજ હાથમાં છે અને ખુદા ખુશ થાય એજ મારે માટે બસ છે. તે ખુશ થાય કે ન થાય તે પણ મારે જોવાનું નથી. મારે તો એક તેના પામર પ્રાણી તરીકે તેના હુકમને તાબે થવાનું છે. એક બીજાની લાગણી રાખવી એ તેનું ફરમાન છે. અને એ ફરમાન થોડે ઘણે અંશે પણ પાર પડે એ લાગણીથી હું આ લખું છું. દરબાર સાહેબ એક મોટા મરતબાના પુરૂષ છે તેથી એક ફકીર તરીકે હું તેમનેજ આને માટે આગ્રહ પૂર્વક વિનંતી કરૂ છું કે તેમણે એક હીંદુ રાજકર્તા તરીકે મોટું મન રાખી ઉદારતા બતાવવી કે જેથી તેમની કિર્તી અને જાહોજલાલી ખુદા આથી પણ વધુ વધારે અને તેમનું કલ્યાણ કરે. દરબાર સાહેબ એક રાજગાદીના માલિક છે અને હું એક ધાર્મિક ગાદીનો ગરીબ ફકીર છું. હું તેમને એક શબ્દ પણ કહેવાનો લાયક નથી પણ તેમની ઉદાર વૃત્તિ ઉપર ભરોસો રાખી આ બે શબ્દો લખવાની હીંમત કરૂં છું તો આશા છે કે તેઓ મારી આ અપીલ મારા જૈન ભાઇઓની લાગણીની ખાતર પોતાના નેક ધ્યાનમાં ઉતારશે. જો તેઓ પોતાની પરોપકાર બુધ્ધીથી આટલું કરશે તો ખુદા તેનો નેક બદલો તેમને જરૂર આપશે.

તા. ૨૫-૪-૧૯૨૬<br>મુ. માંગરોળ<br>વાયા કોસંબા સ્ટેશન<br>પ્રાંત નવસારી.

ગરીબ ફકીર<br>લી૦ મોટામીયાં<br>માંગરોળવાળા

# નૂર રોશન.



## અહીંસા અને જીવદયા શીખવનારૂં એક અજાયબ પુસ્તક.

---

માંગરોલના પીરજાદાઓના એક મહાન વડીલ **પીર કાયમદીન** બાવા સાહેબ જે અહીંસા અને જીવદયાના ખાસ હિમાયતી હતા તેમણે આજથી બસો વરસ ઉપર આ 'નૂર-રોશન'' પુસ્તક લખી અહીંસાનો ઝંડો મજબુત જમાવેલો છે જે હજુ પણ જેવોને તેવો કાયમ છે. ગમે તેવા હીંસાવાદીઓ આ પીર સાહેબની દરગાહમાં આવે છે તેમને ત્યાં જીવદયાવાળા થઇનેજ રહેવું પડે છે કદાચ કોઇ હીંસાનું ત્યાં નામ લે છે તો તે જરૂર કાંઇને કાંઇ નુકસાનીમાં આવી પડે છે. પીર સાહેબનો આ ચમત્કાર હજુ પણ જારી છે. જેને જેવું હોય તે ત્યાં જઇને જોઇ લે. તેમની દરગાહ (રોજો) વડોદરા પ્રાંતના પાદરા તાલુકાના એકલબારા ગામે છે. ત્યાં જવા વડોદરાથી વિશ્વમિત્રી થઇ જંબુસર જતી નાની

ગાયકવાડી રેલ્વેના પાદરા સ્ટેશને ઉતરવું પડે છે. પાદરાથી એકલબારા અઢી ગાઉં થાય છે જ્યાં જવા પાદરા સ્ટેશને ઘણી બળદ ગાડીઓ મળે છે. આ પીર સાહેબે અહીંસાનો સિધ્ધાંત લોકોમાં એવો તો મજબુત રીતે ફેલાવેલો છે કે હજારો માણસો અહીંસા અને જીવદયાવાળાં થઇ ગયા છે જેની ઉપલું પુસ્તક વાંચવાથી ખાતરી થઇ જાય છે. આ પુસ્તક ગમે તે કોમનો માણસ એક વખત વાંચે છે કે તરત તે બ્રહ્મજ્ઞાનમાં આગળ વધી જાય છે. આ પુસ્તક પીર સાહેબના સેવકો સંતાડીને રાખતા હતા. કોઇને બતાવતા ન હોતા. પણ મહા મુશકેલીએ તે મેળવીને જબરા ખરચથી ગુજરાતીમાં અર્થ સાથે છપાવેલ છે. તે બધા થઇને ૬૩૨ પૃષ્ઠનું એક દળદાર પુસ્તક છે. બ્રહ્મવિદ્યાનો એક અખુટ ભંડાર છે અને મુકતી–નિર્વાણ પદ મેળવવાનું એક ઉત્તમ સાધન છે. ગ્લેઝ કાગળ, સોનેરી અક્ષરવાળું પાકું પુંઠું અને મોટા અક્ષરની ચોખ્ખી સુંદર છપાઇ છે. ચડતા પુંઠાવાળી નકલની કીંમત રૂા. ૫) પાંચ છે અને ઉતરતા પુંઠાવાળી નકલની કીંમત રૂા. ૩) ત્રણ છે. ટપાલમાં વી. પી. નું ખરચ તેના વજન પ્રમાણે દસ આના જુદું આવે છે.



# પીર કાયમુદ્દીન બાવાસાહેબ.

## એક વેજીટેરીઅન મહાત્મા.

ઉપલા નામનું એક ૪૪ પૃષ્ટનું નાનું પુસ્તક પણ પીર કાયમદીન બાવા સાહેબની હકીકતનું અમારે ત્યાં તૈયાર છે. અને એક આનાની પોસ્ટ ટીકીટ મોકલનારને તદન મફત મોકલવામાં આવે છે.

---

## અહીંસા અને જીવ દયાનો ઝંડો ફરકાવનારા માંગરોલવાળા ઇસ્લામી (વેજીટેરીઅન) મહાત્માઓ-ના ચમત્કારોનું પુસ્તક

# પીર સાહેબના પરચા

નામનું પણ અમારે ત્યાં તૈયાર છે જે બે આનાની પોસ્ટ ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવે છે. આ પણ ૧૭૬ પૃષ્ટનું પુસ્તક છે જે જીવદયાના સીધ્ધાંતનો અમલ કરનાર ભાઇઓને તદન મફત આપવામાં આવે છે. આમાં પીર મહાત્માઓના ચમતકારો સાથે ગાય એ કેવું ઉમદા પ્રાણી છે એ બતાવવામાં આવ્યું છે.

---

# પીર મોટામીયાં સાહેબ

## અને

## તેમની ઘેર ઘેર ગાય વાળી યોજના.

ઉપલું એક ૩૮ પૃષ્ટનું નાનું પુસ્તક પણ અમારે

ત્યાં તૈયાર છે. તેમાં પણ ગાય પાળવાની ખુબી ઘણી સર રીતે સમજાવેલી છે. તે પુસ્તક પણ એક આનાની પોસ્ટ ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવે છે. આ સ્વરાજ, ખાદી, ચરખા, વિગેરેનો તમામ આધાર મા ગાય ઉપરજ છે એ સમજાવવામાં આવ્યું છે.

# ભકતી સાગર.

આ પુસ્તકમાં જીવદયાના હીમાયતી ઇસ્લામી મહાત્માઓ અને તેમના અનુયાયીઓનાં ભજન છે જે ભકતી રસ ઘણાં ભરપુર છે. આ એક ૧૬૮ પૃષ્ટનું પુસ્તક છે જે બે આનાની પોસ્ટ ટીકીટ મોકલવાથી મફત રવાના કરવામાં આવે છે.

ઉપલાં પાંચે પુસ્તકો અહીંસાવાદીઓ અને જીવદયાવાળાઓને તો ખાસ વાંચવા જેવા છે. જેમાનાં ચાર તો તદન મફત આપવામાં આવે છે. ઇસ્લામી મહાત્માઓએ અહીંસાનું કેટલું બધું કામ કરેલું છે તે ઉપલાં પુસ્તકો વાંચવાથી જણાઇ આવે છે. જેને એ પુસ્તકો જોઇએ તેણે પોસ્ટ ટીકીટો સાથે નીચેને સરનામે લખવું.

**સૈયદ ફૈઝહુસેન મુનવ્વરઅલી.**

એડીટર—"ઇસ્લિફકાર" માસિક.

ઠે૦ હરીપુરા, હસનજીના ટેકરા આગળ,–મુ૦ સુરત

સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળા પોળમા આવેલા શ્રી [illegible]ખિકા વિજય" પ્રી. પ્રેસમાં હરગોવનદાસ લરકીશન દાસે છાપ્યું.